સુધરેલી રીત મુજબ
વર્નાક્યુલર ટેક્સ્ટ બુક્સ રીવિઝન કમીટીએ
તૈયાર કરેલી

# બીજી ચોપડીના અર્થ.

(જેની અંદર અર્થ; કવિતાની સમજુતી; પાઠના સવાલ તથા સાર; ભૂગોળ; ડ્રિલ; જોડાક્ષર તથા અઘરા શબ્દો.)


રચનાર—મેસર્સ. સી. ડી. શાહ. એન્ડ કો.
રચનારનું ઠેકાણું-શાહપોર-સુરત.



પ્રસિદ્ધ કર્તા—C. M. Shah.
પ્રસિદ્ધ કરવાનું ઠેકાણું-શાહપોર-સુરત.





સને ૧૯૨૩.] [સંવત ૧૯૭૯.
છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
છાપવાનું ઠેકાણું-'શંકર' પ્રી. પ્રેસ ચૌટાના પુલપર-સુરત.


કિંમત ચાર આના.

મેસર્સ સી. ડી. શાહ એન્ડ કો. કૃત.

# બીજી ચોપડીના અર્થ.

## પાઠ ૧ લો.

મેજ=ટેબલ
સુથાર=લાકડાનું કામ
કડીઓ=જે ઇંટનું કામ કરનાર
મઘમઘવું=ખુશબોથી મહેક મહેક થઇ રહેવું
પવન=વાતું વાયું
વાસ=સુગંધ; પીમળ
તળાવ=જેની ચારે બાજુ જમીન અને વચમાં પાણી હોય તે
પહાડ=મોટા ડુંગર
પાધર=ખુલ્લી જગા
ધર્મશાળા=મુસાફરોને વગર ભાડાની ઉતરવાની જગા
વટેમાર્ગુ=મુસાફર
ઓસરી=ઓટલી
અજવાળું=સુરજ દીવા વગેરેનો પ્રકાશ
ઘોર=બીક લાગે તેવું
ઝગઝગે=પ્રકાશે
ઉજાસ=ઝાંખું અજવાળું
સરજ્યાં=બનાવ્યાં
કળાતું=સમજાતું
પાડ=ઉપકાર
યાદ=ફોમ; સરત
ઉપકાર=પાડ; આભાર
ભક્તિ=ભજન

સાર—દરરોજ ઇશ્વરની ભક્તિ કરવી.

## પાઠ ૨ જો.

### કવિતાના અર્થ.

વર્ણન=હકીકત
ગવૈયા=ગાયન કરનાર
મધુર=મીઠું
પંખેરૂ=પક્ષી
ભ્રમર=ભમરો
મુલ્લાં=મુસલમાનો નીમાજી; હોરાઓના ધર્મ ગુરૂ
તૂલ=અનાજ
અંધકાર=અંધારૂં
મુજ=મારા
પંખી=પાંખવાળા જાનવર; પક્ષી
વન=જંગલ
વહાણું વાયું=સવાર થઇ
વીતી ગઇ=પુરી થઇ
પૂર્વે=પૂર્વ દિશામાં
ઝગઝગાટ=પ્રકાશ; તેજ
ભાતભાતના=તરેહવાર
દીસે=જણાય; દેખાય
પાન=પાંદડાં; પાંતરાં
કુકડા=મરઘાં
મેના=એક જાતનું સુંદર પક્ષી
ફુટડા=રૂપાળા;શોભિતા
તેજ=પ્રકાશ
શીકું=ઝાંખું
મોઢું કાળું થયું=દેખાતા બંધ થયા એટલા સંતાઇ ગયા
ખુણા=ગલી કુંચી; છુપી જગા

ખોળે=શોધે
ભક્તજનો=ભગતો
ધ્યાનધરે=આંખ મીચી પરમેશ્વરને જુએ
ગાન=ગાયન
દાતા=સખી; ઉદાર
દીયે=આપે
રૂડું=સારું; ઘણું
બાંગ= બુમ પાડીને નિમાજ પઢવી તે; નિમાજ પઢવાને માટે બુમ પાડવી તે
તણો=નો
ઉદય થયો=ઉગ્યો
કમળ=કમળનું ફુલ
પત્ર=પાંખડી
ખોલે=ઉઘડે; ખીલે
ભ્રમરી=ભ્રમરિકા
ભાગ=દોડે; ઉડે
ઢોર=ચોપગાં જાનવર; પશુ
ચારો=ખાવાનું
વેલી=વેલા

ધીમે ખીલે=ધીમે ધીમે ફૂટે
નહિ ભૂલ=વગર ચૂકે
તાજાં=તરતનાં ખીલેલા
ટોળે=ટોળાબંધ
વીરા=ભાઈ
મગન=ખુશી
ફેરું=નું
ધ્યાન=ચિત્ત; મન

**પાઠ ૩.**

વરસ=બાર મહીના
ઋતુ=મોસમ; રત
મહીનો=ત્રીસ દિવસ
કારતક=હિંદુ વરસનો પહેલો મહીનો
તહેવાર=આનંદનો દિવસ
શિઆળો=ટાઢની મોસમ
ઉડાડે છે=ચગાવે છે,
ઉતરાણ=સંક્રાંત; સુરજનું ઉત્તર તરફ જવું તે
રત=ઋતુ; મોસમ
જાડા=ઘટ્ટ કુમાસના
હોળી=ફાગણ સુદ પુનેમ

સુદ=અજવાળીઉં; મહીનાનું પહેલું પખવાડીઉં
વદ=અંધારીઉં, મહીનાનું બીજું પખવાડીઉં.
પખવાડીઉં=પંદર દિવસ
અમાસ=હિંદુ મહીનાનો છેલ્લો દિવસ; જે દિવસે ચંદ્ર બીલકુલ ઊગતો નથી તે દિવસ
વસ્ત્ર=લુગડાં
પંખા=વીંજણા
ચોમાસું=વરસાદની ઋતુ
બળેવ=રાખડી બાંધવાનો દિવસ; શ્રાવણ સુદ ૧૫. જનોઇ પહેરવાનો દિવસ
દશેરા=રાખડી છોડવાનો દિવસ; આસો સુદ ૧૦
દિવાળી=હિંદુ વરસના છેલ્લા મહીનાનો છેલ્લો દિવસ; આસો વદ અમાસ
પર્વ=તહેવાર

**સવાલ**—વરસની ઋતુ કેટલી ને તે કઇ કઇ? દરેક ઋતુ કેટલા મહીનાની અને તે મહીના કયા કયા? વરસના મહીના કેટલા? મહીનાના દિવસ કેટલા? પખવાડીઆં કેટલાં? અને તે કયા કયા? પખવાડીઆના દિવસ કેટલા? મહીનામાં પુનેમ અને અમાસ કેટલી આવે? મહીનામાં બીજી તિથિઓ કઇ કઇ આવે અને કેટલી વાર આવે? શિયાળો, ઉનાળો અને ચોમાસાને શેની મોસમ કહે છે? દરેક ઋતુમાં કયા કયા તહેવાર આવે છે અને તે કઇ તિથિએ આવે છે?

### પાઠ ૪ થો.

મેળો=ઘણાં માણસો અને ગાડી ઘોડા વગેરેની ઠઠ

ગોકળઆઠમ=શ્રાવણ વદ આઠેમ; જન્માષ્ટમી.

કુકડતં=ખસીવાળાં

ભાઇબંધ=દોસ્તદાર.

ઠઠ=ગીરદી; ભીડ

વછુટા=જુદા

દુકાન=માલ વેચવાનું ઠેકાણું

કંસારા=તાંબા પિત્તળના વાસણ બનાવનારા અથવા વેચનારા

તાંબું=લાલ રંગની ધાતુ

પિત્તળ=તાંબુ અને જસતની મેળવણીથી બનેલી પીળા રંગની ધાતુ

સુખડીઆ=મિઠાઇ બનાવનાર

હાટ=દુકાન

કોપરાપાક=કોપરાનો બનાવેલો પાક

મિઠાઇ=બરફી, પેંડા વગેરે.

ખડકેલી=ગોઠવેલી

ખરાદી=સિંઘાડા ઉપર ઘાટ ઉતારનાર

સામાન=ચીજો; વસ્તુઓ

પલંગ=છત્રીવાળો કોચ

પારણું=હીંડોળા જેવું ઘોડીઉં

કોચ=બે બાજુએ તકીઆવાળો પલંગ

કાપડીઆ=કાપડ વેચનાર

સુતરાઉ=સુતરનું બનાવેલું

ઊનનું=ઘેટાના વાળનું

રેશમી=રેશમનું બનાવેલું

શણ=એક જાતનો છોડ એની છાલનાં દોરડાં તથા કપડાં બને છે.

સરૈયા=અત્તર. ગુલાબજળ, ધુપેલ વગેરે

વેચનાર.
બહેકબહેક=મઘમઘ
લીલો મેવો=તાજાં પાકાં ફળ.
દ્રાક્ષ=દરાખ
ચોગાન=ખુલ્લું મેદાન
મદારી=ખેલ કરનાર
ખેલ=રમત.
સિપાઇ=ચોકીદાર
સવારો=ઘોડે બેસી ફરનાર સિપાઇ
ફુદડી=ચક્કર

**સવાલ** — ગોકળઆઠમના મેળામાં શું શું જોયું ?

**પાઠ ૫ મો.**

નઠારી=ખરાબ.
સોબત=સંગત.
પટેલ=ગામનો ઉપરી
વાડી=ફૂલ ફળનાં ઝાડ છોડવાળી જગા
મઝા=ગમત.
શેખી=પતરાજી
પારકાં=પરાયાં; બીજાં.
માને=ખુશ કરે
આખરે=અંતે; છેલ્લે
ઝાંપો=કાંટાનો દરવાજો
આઘે=દૂર
ખાસાં=સારા; મજાનાં
નિશાન=એધાણ
તાકીને=ધારીને
લૂમ=ઝુમખો
તૂટી પડે=નીચે પડે
ધાટ=પ્રમાણ; ઉપાય
રાસ=દોરડું
ઢગલેઢગલા=ઘણાંજ.
દોસ્ત=ભાઇબંધ
ફક્કડ=સારા
પછવાડે=પાછળથી
રખેવાળ=સાચવનાર
સજ્જડ=જોરથી
ઝપાટો=સપાટો
થડ=ઝાડનો વચલો ગોળ ભાગ
અથડાયું=અફળાયું
ચકરી=તમ્મર
છુંદાઇ=કચડાઇ
લોહીલોહાણુ=લોહીથી ખરડાએલું
વાડીવાળો=વાડીનો માલીક
સપડાકો=માર્યા
જીવલઇને નાઠો=ખૂબ દોડયો
ફરીને=પાછળ
ઢોલો=થપ્પડો.
ફળ=ફાયદો; લાભ

**કવિતાના અર્થ.**

અસર=લાગણી
સંગ=સોબત; સંગત
રંગ=અસર; પાસ
પ્રેમ=પ્યાર
ઠામ=ઠેકાણું
ઠરશે=ઉભો રહેશે
બુરા=નઠારો; ખરાબ
મે'તા=મહેતાજી
ભાગ્યશાળી=નસીબદાર
વિદ્યા=ઇલમ; ભણતર; હુન્નર

**સાર**—નઠારી સોબતથી તેની નઠારી અસર આપણાપર થાય છે માટે નઠારા માણસની સોબત કરવી નહિ પણ સારા માણસની કરવી.

**પાઠ ૬ ઠ્ઠો.**

રખડેલ=રખડતો.
ખાતાં પીતાં હતાં=પૈસે ટકે સુખી હતાં
વગે=ડુંગરે
પાર રહ્યો જ નહિ=વણસી જ ગયો
વધાઈ=વધામણી; ખુશખબર
ઓવારણાં=દુખડાં
ફોઇ પગલું=ફોઇના તરફથી જે પગલું બાંધવામાં આવે છે તે
ભેટ=ઇનામ
લાડીલો=લાડમાં ઉછરેલો: લાડકવાયો
કુટેવ=નઠારી આદત; ખરાબ ટેવ
પોળ=મોટી ખડકી
અટકચાળાં=અડપલાં; કોઇને ખોટું લાગે એવું કર્યા કરવું તે
લડાઇ=રદબાડ
ઇલાજ=ઉપાય
વંઠી જશે=બગડી જશે
સીધું ચાલવું=તોફાન મસ્તી ન કરવી
બહાને=નામે
ચૌટું=જ્યાં ચાર રસ્તા ભેગા થતા હોય તેવો બજાર
રઝળતો=રખડતો
ટોળું=જથ્થો
મસ્તી=તોફાન
હાતાપાતી=ઝાનબાજી
લાત=પાછલો પગ મારવો તે
ઉતરી ગયો=સાંધામાંથી ખસી ગયો
ભેંકડો તાણતો હતો=મોટે સાદે રાગ કાઢી રડતો હતો
હાડવૈદ=ઉતરેલું હાડકું બરાબર બેસાડનાર વૈદ
લેપ=ખરડ
ઓસડ વેસડ=દવા ને તેના ઉપાય
વલે=દશા; ભુંડા હાલ
ખો=આદત; ખરાબ ટેવ
શિખામણ=ફાયદાની વાત; બોધ
સુધરી ગયો=કુટેવ છોડી દીધી

**સાર**—નિશાળનું નામ દઇ રસ્તામાં રઝળવું નહિ, અને નઠારાની સોબત કરવી નહિ.

**પાઠ ૭ મો.**

[illegible]=પોતાની મરજી પ્રમાણે ચાલનાર; છકી
વાછરડાં=ગાયનાં બચ્ચાં
લવારાં=બકરીનાં બચ્ચાં
પાડાં=ભેંસનાં બચ્ચાં

ગાડરાં=ઘેટાનાં બચ્ચાં
ચારો=ઘાસ
નીરતો=નાખતો
ખાંધે=ખભે
ખેતર=અનાજ પાકે તે જગો
ઝોક=બકરાં ઘેટાં રાખવાનો વાડો
છાંયે=શીળે; છાંયડે
વાંસળી=વાંસની બનાવેલી વગાડવાની નળી
પાવો=પીલવો; સિસોટી
હૂંફ=ગરમી
જતન=રક્ષણ; સંભાળ
રબારી=ઢોર ચરાવનાર
ઊચી ગઈ=ઊડી ગઈ; દૂધ દેતી બંધ થઈ

જાળવતો=સાચવતો
વિખાય=જણે
ધણી=માલિક
સાચવણ=સંભાળ
તકરાર=લડવાડ; રકઝક
શિકારી=શિકાર કરનાર
અજાણ્યું=ઓળખાણ વગરનું
મોજ=મજા; આનંદ
અભાગીઉં=કમનસીબ

પાઠ ૮ મો.

ગોંધતો=પુરી રાખતો
ચેન=સુખ; મજા
બંધીખાનું=કેદખાનું
ચાંદની=ચંદ્રનું અજવાળું
ખેલવું=રમવું
ઠરેલ=ડાહી

નાદાન=સમજણ વગરનું
સંભાળ=અરદાસ
સપડાઈ પડશે=હેરાન થશે; પકડાશે
જક=જીદ; હઠ
લાગ=દાવ; તક
સટકી ગયું=છાનુંમાનું નાસી ગયું.
ઠેકવા=કુદકા મારવા
પાદર=ગામના ઝાંપા બહારની જગા
વગડો=જંગલ
કોતર=ગુફા; બખોલ
તરાપ=કુદકો; ફાળ
બોડ=ગુફા; બખોલ
કમોતે=વગર મોતે

**સાર**—માબાપ મહેતાજી વગેરે કોઈ સારી શિખામણ આપે તે મુજબ ચાલવું. હઠ કરવી નહિ.

પાઠ ૯ મો.

રિસાળ=રિસાઈ જાય તેવો
સહેજ સહેજમાં=જરા જરામાં

રીસ=ગુસ્સો; મિજાજ
છેડો=પાર
ભાગ્યે=કદાચ
આડોશી પાડોશી=આસપાસના ઘરના રહેનાર

ભાઈભાંડુ=સગાંવહાલાં
જમણ=જમવાનું
ચીસ=બીકથી બૂમ પાડવી તે
ટેવ=આદત

| | | |
|---|---|---|
| નકામો=અમથો | વેદના=દુઃખ | પસ્તાયો=દીલગીર થયો |
| ઢોંગ=ફેલ | મુદ્દલ=મીલકુલ; જરાપણ | નડે છે=હેરાન કરે છે |

**સાર**—જરા જરા વારમાં રિસાઇ જવું નહિ.

| | | |
|---|---|---|
| **પાઠ ૧૦ મો.** | ધીરજ=સબુરી | ગઢ=કિલ્લો |
| **કવિતાના અર્થ.** | નીરધાર=નક્કી | સાથી=સોબતી |
| જાળ=કરોળીઆનું પડ; જાળું; ફાંદો | ખંત=ચેટક; કાળજી | ભિલ્લુ=સાથી |
| ફરી ફરીને=વાર વાર | યત્ન=મહેનત | વડો=મોટો |
| વિશે=બાબત | ચગદાઇ=ચુંદાઇ; દબાઇ | સરદાર=ઉપરી |
| વણ=વગર | તળે=નીચે | ઘૂમી રહ્યા=આમથી તેમ ફરી રહ્યા |
| તૂટેલે=તૂટી ગએલે | મોત=મરણ | દાવ=લાગ |
| તાતણે=તારે | તજી=છોડી | પેતરા=ડગલાં; પગલાં |
| મહેનત શરૂ કરી=મહેનત કરવા માંડી | અનંત=ઘણોજ | નજર ફેંકી=જોઇ |
| માટ=માટે | લાભ=ફાયદો | પૂર જોસથી=ઘણા જોરથી |
| ફાવ્યો=પાર પડ્યો | પામે=મળે | ભૂલચાપ=ભુલાવો |
| વાટ=ઉપાય; રીત | **પાઠ ૧૧ મો.** | શાબાશ=ધન્ય |
| ભીડયો=હોંસથી મંડ્યો રહ્યો | ચકભિલ્લુ=એક જાતની રમત | દાવ=રમતનો વારો |
| | કચ્છ=કાછડો; કચ્છો | |

**સાર**—શરીરની સાથે મન કેળવાય એવી રમતો રમવી.

| | | |
|---|---|---|
| **પાઠ ૧૨ મો.** | ડગલું=પગલું | વચન=બોલ |
| દૃઢ મનવાળો=પાકા વિચારવાળો | રંગ જામ્યા=મજા આવી | ખાતરી=ભરોસો |
| ગેડીદડા=દડો અને તેને ફેંકવાની લાકડી | પછી તો પૂછવું=પછી કંઇ મણા પડવાની નથી. | સુનું=વસ્તી વગરનું |
| | | મોં ફેરવી=મોં ચડાવી |
| | | પીડા=મૂંઝવણ; દુઃખ |

| | | |
|---|---|---|
| મન ડગવા દીધું નહિ=મરજી મુજબ કર્યું નહિ | કુટુંબ=વંશ; ઓલાદ | બપકાદાર=રોફવાળા |
| પાઠ ૧૩ મો. | છંછેડે=હરકત કરે | કોરીને=કાણાં પાડીને |
| મધમાખી=મધ બનાવનારી માખી | પીઠ=વાંસો | દુભવા=મન દુઃખી કરો |
| | ધાટ=શરીરનો આકાર | નુકસાન=બગાડ |
| | સોહામણી=શોભિતી | સ્વાદે=સહેજતથી |
| | | નવાઈ=અચરજ |

સાર—કોઈનું ભલું કરીએ તો આપણું ભલું થાય, અને કોઈનું બુરૂં કરીએ તો આપણું બુરૂં થાય.

| | | |
|---|---|---|
| પાઠ ૧૪ મો. | થયો | વાંક=ગુનો; તકસીર |
| મોસાળ=માના બાપનું ઘર | અંગેઠી=પોંક પાડવાની ભઠ્ઠી | સાજું=આખું |
| આંખ ટાઢી થઈ=સંતોષ | ઉલટભેર=હોંસથી | ઉતાવળ=ઝડપ |
| | | ઠેસ=ઠોકર |

સાર—(૧) કોઈપણ કામ ઉતાવળથી કરવું નહિ. (૨) જેવું આપણું સમજવું તેવું સામાનું સમજવું.

| | | |
|---|---|---|
| પાઠ ૧૫ મો. | પજવે=દુઃખ દે | લાજ=આબરૂ |
| ઢીંગલી=નાની પુતળી | ફુટી બદામ=ખોટી બદામ; ઘણીજ નજીવી કિંમત | ઘટે=ઓછી થાય |
| તકતો=આરસો | સહીયરો=બેનપણીઓ | નિંદે=ખોટું ખોટું બોલે |
| ઝુંટ=એકદમ ઝડપ મારી લઈ લેવું તે | કટ્ટા=એકબીજાની સાથે બોલવું કે રમવું નહિ તે | બળવંતા=જોરાવર |
| સરી પડયો=લપસી ગયો | | સદા=હંમેશાં |
| બરડ=ઝટ ભાંગી જાય એવા | કવિતાના અર્થ | લેશ=જરાપણ |
| પછાડીએ=અફાળીએ | આપણ=આપણે | કલેશ=કંકાસ |
| ખેંચતાણ=ખેંચાખેંચી | સુખચેન=મઝા | કોપ=કોઈ |
| હાયર=હેરાન | શોક=દીલગીર | |

પાઠ ૧૬ મો.

રામચંદ્રજી=અયોધ્યામાં

એ નામના રાજા થઈ ગયા તે, (લોકો તેમને પરમેશ્વરનો અવતાર માને છે)
ઇચ્છા=મરજી
ગભરાટ=ગભરામણ
છેવટે=આખરે
ફેરવવા=બદલવા
ફાંફાં=મોટી મહેનત

ગણકાર્યું=માન્યું
ડસકાં=રડતાં રડતાં આચકા ખાવા તે
રોણું=રડવાનું તોફાન
ખીજવાયા=ગુસ્સે થયા
ગોદ=ખોળો
જંત્ર=માદળીઆમાં ઘાલવાનો મંત્રનો કાગળ

માદળીઉં=તાવીજ
ધીર=ધીરજવાળાં
છાનાં=મુંગા
પ્રધાન=વજીર
દર્પણ=આરસી
દશરથ=રામચંદ્રના બાપ
મહારાજા=મોટા રાજા
શ્રી=સારા; શોભાયમાન

સાર—અક્કલ વાપરી યુક્તિથી કામ કરવું.

પાઠ ૧૭ મો.

વગર વિચાર્યું=વિચાર વગરનું
જોડું=ધણીધણિઆણી
કચરો પુંજો=કચરો વગેરે
પરવારી=નવરી થઇ
કથા=ઇશ્વર સંબંધી વાત
મળતું=પેદાશ થતી
ગુજરાન=ગુજારો
છોકરાંછૈયાં=છોકરાં છોકરી
પેટ=પોતાને

ઓછું આવતું=દીલગીર થતી
પાપ=ખોટાં કામ
આધાર=આશરો; બરોસો
સારૂં=ભલું, કલ્યાણ
આગણું=બારણા આગળની જગો
તરફડવું=તરફડીઆં મારવું
દયા=રહેમ
ઉછેરીને=મોટું કરીને
જન્મ થયો=અવતર્યો
લોહીઆળું=લોહીવાળું

ગુસ્સો=રીસ
બેડું=ગાગર ને ઘડો
કકડા=ટુકડા
ભાગીતૂટી=સમજાય નહિ તેવી
બોલી=બોલ
મૂર્ખ=બેવકુફ
પાપી=ચંડાળ; દુષ્ટ
અભાગણી=કમનસીબ
પુત્ર=છોકરો
જીવ=પ્રાણ
વળે=કામ આવે
જાન=જીવ

**પાઠ ૧૮ મો.**

સંદેશો=ખબર
ખોડંગતો=લંગડાતો
દુખી=હેરાન
મદદ=આશરો
હુંફાળું=ગરમ
પરાળ=ભાતનું ઘાસ
છાપું=ચાલતા વખતની ખબરના છાપેલો કાગળ
છાપખાનાવાળા=છાપખાનાનો માલીક
ગોઠવણ=બંદોબસ્ત
ગાર્ડ=સંભાળ રાખનાર
સરનામું=ઠેકાણું
સ્ટેશન=આગગાડી ઉભી રાખવાનું મુકરર ઠેકાણું
ખડખડાટ=અવાજ
સિસોટી=પીસવો
ડરતો=બીતો
પંપાળી=હાથ ફેરવી
ડર=બીક
નજીક=પાસે; સોડે
ઠરાવ=કરાર; થયેલી વાત
ઝપાટાબંધ=દોડતો
ખબરદાર=હોશિયાર
આઠ કલાકમાં ૧૫ મિનિટ બાકી=૭॥ વાગે

**સાર**—(૧) દુઃખી પ્રાણીપર દયા રાખવી. (૨) જનાવરોને કેળવવાથી તેઓ માણસ જેવું કામ કરી શકે છે.

**પાઠ ૧૯ મો.**

રીતસર=નિયમસર
વારો=દાવ; વખત
તોફાની=મસ્તીખોર
ખસેડી=આઘો કરી
માથું મારી=હિંમત કરી
કોણી=હાથને વાળવાનો વચલો સાંધો.
ઢીમણું=ઢીમું
છાતીવાળો=હિંમતવાન
ધરાયો=તરપત થયો
હડસેલી=ધક્કો મારી
વેગળા=દૂર
બઝાડી=વળગાડી
પેટભરી=જોઇએ તેટલા

**સાર**—૧) ગરીબ માણસને મદદ કરવી. ૨) ઇશ્વરે આપણને બળ આપ્યું હોય તો તે ગરીબ માણસને મદદ કરવામાં વાપરવું.

**પાઠ ૨૦.**

ખલીફા=વારસ થનાર
પાદશાહ=મુસલમાન રાજા
દરબાર=રાજકચેરી
દેખાવડો=રૂપાળો
સુબો=સુબેદાર; સરદાર
નીમણુક=ગોઠવણ
હુકમ=આજ્ઞા
ખાસ=જુદો; ખાનગી
શાહજાદો=પાદશાહનો દીકરો
શાહજાદી=પાદશાહની દીકરી
ચીતરામણ=ચિત્ર

તહેનાતમાં=ખીજમતમાં; હજુરમાં
છોકરવાદી=નાદાની
કારણ=સબબ; મતલબ
નામદાર=પ્રખ્યાત; નામીચો
ફરમાવશો=હુકમ કરશો
સમજુતી=સમજણ
મોંએ ચઢેલો=વધારે ઓળખવાને લીધે મરજીમાં આવે તેમ બોલનાર
અરજ=વિનંતી
ફરજંદો=બચ્ચાં; છોકરાં
લાડ=વહાલ
અલ્લા=ખુદા; પરમેશ્વર
ગુનો=વાંક; તકસીર
માફ=ક્ષમા
દીલ=મન
દીલગીરી=નાખુશી
ઓહ્દા=હકુમત
નીમ્યો=નીમણુક કરી
કઠણ હૈયાનો=દયા વગરનો
રદ કરવું=ફેરવી નાખવું
આરબ=અરબસ્તાનનો રહેવાસી.

**સાર**—માણસની રીતભાત ઉપરથી તેના ગુણની પરીક્ષા થાય છે.

**પાઠ ૨૧**

આંધળો=જેને બે આંખે દેખાય નહિ તે
લંગડો=લુલો
ટેકાટળીઆ=ખાડા ટેકરા
માળા=પક્ષીનાં ઘર
આસપાસ=બાજુબાજુ
કોહલાં=ફાડી ખાનારાં જાનવર
વાઘ=ફાડી ખાનારૂં ચટાપટાવાળું જાનવર
વરૂ=કુતરા જેવું ફાડી ખાનારૂં જનાવર
ખોંખારો=અવાજ
આડે=અવળે
દુવા=આશિષ; આશીર્વાદ
ધોરી=મોટો; સરિયામ

**સાર**—એકબીજાને મદદ કરવી.

**પાઠ ૨૨.**

પડછાયો=ઓળો
ભાગોળ=દરવાજા; દરવાજા પાસેનો બજાર
ભાગ=હિસ્સો
પાર=કિનારો
નદી=મીઠા પાણીનો રેલો પર્વત અથવા સરોવરમાંથી નીકળી ઢળતી જગામાં થઇ બીજી નદી કે સમુદ્રને મળે છે તે
કુદકો=છલંગ
પૂલ=નદીપરથી જવાને બાંધેલો રસ્તો
થાક=વિસામો; આરામ
અદેખો=બીજાનું સારૂં જોઇ બળે એવો.

| | | |
|---|---|---|
| લોભી=લાલચુ | ખોળ=શોધ; તપાસ | લેવાની ઇચ્છા કરી |
| તરાપ=કુદકો; છલંગ | પડાવી=ખુંચવી; છીનવી | ગુમાવ્યું=ખોયું |
| ખોળ=શોધ; તપાસ | દાનત બગાડી=પડાવી | તાકે=ધારે; વિચારે |

સાર—લોભ કરવો નહિ.

**પાઠ ૨૩.**

| | | |
|---|---|---|
| ખરીદ કર્યું=વેચાતું લીધું | વગેરેને એક જાતનો રોગ થાય છે તે | ખામી=કસુર |
| સંદેહ=વહેમ; શક | દરકાર=પરવા | છુટું મૂકી દીધું=છોડી દીધું |
| હડખવા=કુતરા કોહલાં | ઠાવકું=ડાહ્યું | અભડાયો=અડકાયો |
| | બચકું=ડાકું | ભરોસો=વિશ્વાસ |

સાર—આપણી આંખે ખરું દેખાયા છતાં બીજા પર ભરોસો રાખી ચાલવું નહિ.

**પાઠ ૨૪.**

| | | |
|---|---|---|
| લખોટો=મંજો | વિના=વગર | ની વસ્તુ લઇ લેવી તે |
| છાનોમાનો=ગુપચુપ | સજા=શિક્ષા | ચોર=છાની રીતે બીજા- |
| બગાડયું=ખરાબ કર્યું | ભૂલાશ=વીસરીશ | ની વસ્તુ લેનાર |
| | ચોરી=છાની રીતે બીજા- | |

સાર—ચોરી કરવી નહિ.

**પાઠ ૨૫.**

**કવિતાના અર્થ.**

| | | |
|---|---|---|
| કુહાડી=લાકડા ફાડવાનું હથિયાર | ધાવ=ઘા | ઝૂલતાં ને સમાતાં=પાણીમાં આમ તેમ ડોલ્યા કરતા અને તેની અંદર સમાઇ જતા |
| ભાયડો=મરદ | ભાળે=જુએ | |
| શાણો=ડાહ્યો | નીર=પાણી; જળ | |
| બહાદુર=જોરાવર | તાંહી=ત્યાં | |
| | નિહાળ્યું=જોયું | સુણી=સાંભળી |
| | માંહી=અંદર; માં | |
| | કર્યો=બીધો | સાદ=અવાજ |

ભલાં=દયાળુ
દેવી માતા=દેવી
વદે=બોલે
માથું હલાવી=ડોકું ધુણાવી; ના કહી
સંપત=દોલત
મહેર=મહેરબાની; દયા
જગનાથ=જગનો ધણી; પરમેશ્વર

પાઠ ૨૬ મો.
ભરપૂર=ભરેલો
પૈસેટકે ખાલી=ગરીબ; પૈસા વગરનો
હાલત=દશા
ખૂટી ગયું=ઓછું થયું
ખુબસુરત=દેખાવડો
હેત=પ્યાર
દેશાવર=પરદેશ

કપરા=અઘરા; સખત
લાચાર=નાચાર; ઇલાજ વગરનો
મૂલ=કિંમત
મુકામે=ઘેર
હૈયું ભરાઇ આવ્યું=રડવું આવ્યું
પંપાળતા=હાથ ફેરવતા
અરદાસ=ચાકરી
પરવડે=ભોજે; પાલવે

**સાર**—દરેક માણસે પોતાના પાળેલા પ્રાણીપર ઘણોજ પ્યાર રાખવો અને જરાપણ દુ:ખ દેવું નહિ.

પાઠ ૨૭ મો.
ઝરો=પાણીનો વહેળો
ભરાવ=દેખાવ
આંખ=નજર
નારાજ=નાખુશ
બબડવું=હોઠ હલાવી મનમાં બોલવું

લજવ્યું=શરમાવ્યું
શરીર=ડીલ
લલકારવું=લલકારથી બોલવું
ચમકી=ચોંકી
પારધી=શિકારી
કેડો=પૂંઠ

વટાવી=ઓળંગી
વખોડતું=ધિક્કારતું
મોહી પડયું હતું=રાજી થયું હતું
ફસાવી દીધું=દુ:ખમાં નાખ્યું

**સાર**—કોઇપણ ચીજને વગર વિચારે વખોડવી કે વખાણવી નહિ.

પાઠ ૨૮ મો.
શિયાળ=શિયાળવાં
શહેર=જેમાં કોટબંધ ને હારબંધ ઘરો હોય અને સારાં સારાં બજારો હોય તે.

ખચકાં=ડાઘા
રંગરેજ=રંગારો
જરદી=પીળો
પાસ=અસર
આંગણે=બારણે
કોઢ=પેઢી; લુહાર જે જગોએ બેસી ઘાટ ઘડે તે જગા
ભઠું=મોટો ચુલો
ધમધમતા=ઘણાજ ઉના
નકલ=બીજાનું જોઇને કરવું તે; કોપી

સાર—કોઇની ખોટી નકલ કરવી નહિ.

**પાઠ ૨૯.**

વરો=જમણવાર; ન્યાત
ઘી=તાવેલું માખણ
પીયર=બૈરીના બાપનું ઘર
મણ=૪૦ શેર
ટંકણે=ટાંણે; અવસરે
મેળાપ=મુલાકાત
ચડભડ=લડી
રડ્યું ખડ્યું=જવલ્લે
લેખવે=ગણે
મોંઘે ભાવે=ઘણી કિંમતથી
ખપ=જરૂર
રંક=ગરીબ
બારેખમ=બારબોજવાળા
માન=આબરૂ; ઇજ્જત

સાર—બારેખમ થઇ ખુણે બેસી રહીએ. તે કરતાં બહાર પડી બધાના ઉપયોગમાં આવવું સારૂં છે, એમ કરવાથી વગર માગે માન મળે છે.

**પાઠ ૩૦.**

કુંવર=રાજાનો છોકરો
બાપકર્મી=બાપની કમાઇ ખાનાર
આપકર્મી=પોતાની કમાઇ ખાનાર
રાજપાટ=રાજગાદી
તીર્થ=પવિત્ર જગો
ધન=દોલત
ભાભી=ભાઇની વહુ
વતન=જન્મભૂમિ
ઓચીંતુ=એકદમ
તરાપ=છલંગ
ઠેકાવી=ઠેકડો મરાવી
સેના=લશ્કર
ઉપરી=સરદાર
હિંમત=હામ
લુણ=મીઠું
ફતેહ=જીત
પ્રાર્થના=માગણી
તડંગધુમ=ડંકો વગાડતાં તેમાંથી નીકળતો અવાજ
ડંકો=લડાઇનું વાજીંત્ર; નોબત
નિશાન=ધજા; વાવટા
દુશમન=શત્રુ
ફોજ=લશ્કર
તક=દાવ
સરદારી=ઉપરીપણું
નાસભાગ=નાસાનાસ
કુંવરી=રાજાની છોકરી
બહાદુરી=હોશિયારી
વરમાળ=વરને કન્યા જે માળા પહેરાવે છે તે

સાર—જાતે પેદા કરી ખાવાની ઇચ્છા રાખવી.

**પાઠ ૩૧ મો.**

દેડકો=ચોપગું પ્રાણી પાણી તથા જમીનપર રહેનારા પ્રાણી
શ્વાસચારો=શ્વાસ વગેરે
લહેર=સપાટો
તડુકતો તડુકતો=ચકે-કાતી ચાલ ચાલતો
ખાબોચીઉં=પાણી ભરાયેલો નાનો ખાડો
જીવ=પ્રાણ
ચડાઉ=ક્રોધ વખાણ કરે તેમ ફુલે એવી
ફુલાવી=મોટું કરી
બેટા=દીકરા
બોલ=શબ્દ
મમત=જીદ; હઠ
ગજા=શક્તિ
ઉપરાંત=વધારે

સાર—ગજા ઉપરાંત કામ કરે તો મરે, નહિ તો માંદો થાય માટે ગજા ઉપરાંત કામ કરવું નહિ.

**પાઠ ૩૨ મો.**

ભિખારી=ભીખ માગનાર
તળાવડી=નાનું તળાવ
લપશી=ખસી; સરી
ધ્રુજતો=કાંપતો; થરથરતો
ખાદી=એક જાતનું જાડું લુગડું; દોટી
વાત=વિગત
મલમલ=એક જાતનું ઝીણું સૂતરાઉ કપડું
બફારો=પસીનો
સાહુકાર=રૂપીઆ ધીરવાનો ધંધો કરનાર
જેમ તેમ=ગમે તેમ
બેદરકાર=બેપરવા; ગરજ વગરનો
કસ=કેંસ
જાતે=પોતે

સાર—કપડાં મેલાં પહેરવાં નહિ, એટલુંજ નહિ પણ તે ગમે તેમ પહેરવાં નહિ.

**પાઠ ૩૩ મો.**

બ્રાહ્મણ=હિંદુની ઉંચી જાત
ગએલા=અનુભવ મેળવેલા
સારો=લાયક
ધંધો રોજગાર=વેપાર વણજ
જડતો=સૂઝતો; માલમ પડતો
દેશાવર=પરદેશ
દોરીને=હાંકીને
અરિ=વૈરી
પગલાં=પગનાં તળીઆંનો આકાર
અંગુઠીઆ=પગને અંગુઠે પહેરવાનું ઘરેણું
જોટવા=પગને અંગુઠે તથા તેની જોડેની આંગળીએ પહેરવાનું રૂપાનું ઘરેણું
નિશાની=એંધાણી
વહેળા=નાની નદી

શેલો=શીલા; પથ્થર
ધોબી=લુગડાં ધોવાનો ધંધો કરનાર
ધોબણુ=ધોબીની બાયડી
રાજમારગ=મોટો રસ્તો
ઢુંકડું=પાસે; નજીક
છેક નજીક=ઘણું પાસે
ખંતીલા=કાળજીવાળા
મેળવ્યા=પેદા કીધા

સાર–ધ્યાન રાખી જોવાની અને તે ઉપર વિચાર કરવાની ટેવ રાખવી.

### પાઠ ૩૪ મો.

**કવિતાના અર્થ.**

મહીમા=મોટાઇ
જગપતિ=જગતનો ધણી; પરમેશ્વર
જગ=દુનિયા
રચી=બનાવી
રચાના=બનાવટ; ગોઠવણ
નવરંગી=તરેહ તરેહના રંગના
તરુપાન=ઝાડનાં પાદડાં
પા'ડ=પહાડ
કરાડ=કરાડા; ગુફા
સિંધુ=દરીઓ; સમુદ્ર
સરિતા=નદી
ઘાટ=પહાડ ઉપર ચઢવા ઉતરવાનો રસ્તો; ઓવારા
રળિઆમણી=શોભિતી
વાટ=રસ્તો
શીતળ=ટાઢો
સાર=સારી
સૂર્ય=સુરજ
વરસાદ=મેહ
ઝૂલતાં=લટકતાં
મધુર=કાનને સારૂં લાગે એવું; મીઠું
નાદ=અવાજ; સાદ
કળા=તેજ; અજવાળું
રંગ=શોભા
મેદાન=ખુલ્લી લાંબી પહોળી જગા
તરતાં=પાણી ઉપર રહેતાં
મહીં=માં
આંખડી=આંખ
ચાવણુ=ખાવાનું; ખોરાક
સાથ=સાથે
કળા=હીકમત; યુક્તિ
કળી શકાય નહિ=સમજી શકાય નહિ.
સરજી=પેદા કરી
સરજનહાર=પેદા કરનાર; પરમેશ્વર

### પાઠ ૩૫ મો.

**કવિતાના અર્થ.**

વિશાળ=મોટાં ડાળાં પાંખડાં ખુબ ફેલાએલો હોય એવો
છજેલ=છવાઇ રહેલી
તંબુ=કપડાનું ઘર
તાડ=સૌથી ઉચું ઝાડ
કેળ=કેળાનું ઝાડ
પલ્લવ=પાંદડાં
વનસ્પતિ=ઝાડ; છોડ વેલા વગેરે
ધરી=પહેરી
સ્હોય=શોભે
કોયલ=કાળા રંગનું મધુર રાગનું પક્ષી
કલોલ=મજા; ખુશી
તીતર=તીણા રાગનું પક્ષી
વિશેષ=વધારે
બેશ=સરસ; સારી રીતે

કેસુડો=ખાખરના ફૂલનો
ધોળીને=પાણી જેવો
ફરીને; હલાવીને
ફુવારા=પાણી ઉંચું ઉરાડવા માટે બનાવેલો ઘાટ
નવરંગ=તરેહ તરેહના રંગ
અપાર=ઘણુંજ
મોર=આંબાના ફૂલ
કોર=બાજુ
ચાંદની=ચંદ્રમાનું અજવાળું

**પાઠ ૩૬ મો.**

ટેકરો=નાનો ડુંગર
ઓળો=પડછાયો
પીઠ=વાંસો
પશ્ચિમ=આથમણી; સુરજ જે દિશામાં આથમે છે તે
ઉત્તર દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહેતા જેણી તરફ ડાબો હાથ આવે તે.
દક્ષિણ દિશા=પૂર્વ દિશા તરફ મોં કરી ઉભા રહીએ તો જમણા હાથ તરફ જે દિશા આવે તે.
ધ્રુવ=ઉત્તર દિશામાં આકાશમાં જે તારો એકની એકજ જગાએ ઝીણો ઊગતો દેખાય છે તે. એ તારાને ધ્રુવનો તારો કહે છે.

સવાલ—પૂર્વ અને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? પડછાયો સુરજથી કઇ દિશામાં હોય? લાંબામાં લાંબો અને ટુંકામાં ટુંકો પડછાયો ક્યારે હોય? ઉત્તર દિશા શી રીતે જાણવી? દહાડે દિશાઓ શા શા ઉપરથી જાણી શકાય? રાત્રે દિશા શા ઉપરથી જાણી શકાય? સામ.સામી દિશાઓ ગણાવો.

**પાઠ ૩૭ મો.**

બેસતું વરસ=કારતક સુદ ૧
દાંડી=પંખાની હાથમાં પકડવાની લાકડી
માપ=મરતર
મથાળે=ટોચે
ફુટ=બાર ઇંચ; અડધો ગજ
લંબાઇ=લાંબાપણું
પહોળાઇ=પહોળાપણું
ઇંચ=તસુ; સવાકા જેટલી જગા.
મધ્યમાં=વચમાં
પગથીઉં=નાની આસરી
થોર=થુવેરીઆ
કરા=ભીંત; દિવાલ

સવાલ—નકશામાં ઉત્તર દિશા ક્યાં હોય છે? ઉત્તરની સામેની કઇ દિશા? પૂર્વ ને પશ્ચિમ દિશા શી રીતે ઓળખવી? નિશાળનો નકશો શી રીતે કાઢવો?

**પાઠ ૩૮ મો.**

ધોરી=સરિયામ

આગગાડી=વરાળથી ચાલતી ગાડી

નિશાન=એંધાણ

સમજ=સમજણ; ભાન

ખેતર=અનાજ; ઘાસ પાકે છે તે જગા

ગોચર=ગાયોને ચરવાની જમીન

**સવાલ**—રસ્તો બતાવવાને. બેવડી લીટી શા માટે દોરવી ? નદી કેણી તરફ વહે ?

**પાઠ ૩૯ મો.**

વગડામાં=ઉજ્જડ જગામાં

પોપડો=ઢોરને ચરવાની જગા; ચરો; બીડ

આંબાવાડી=આંબાનાં ઝાડ ઘણાં હોય એવી વાડી

નિચાણમાં=ઢળતી જગામાં

ઢાળ=ઢોળાવ

દહેરૂં=દેવળ

કાંઠે=કિનારે

ભાઠું=કાંઠાપરની ખેડવા લાયક જગા

વહેણ=રેલો

ચાલાક=ચંચળ

પાર=કાંઠો, કિનારો

પાળ=કોરણ

ડાંગર=ભાત

મસ=ઘણું

ઇશાન=ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો ખુણો

નજરે પડયા=દેખાયા

સુગમ=સહેલું

**સવાલ**—પવન કઇ દિશા તરફ વાતો હતો તે શા ઉપરથી કહ્યું ? ટાઢો પવન લાગવાનું કારણ શું ! તળાવ કોને કહેવું ! નદીને કેટલા કાંઠા હોય અને તે કયા કયા ! જમણો અને ડાબો કાંઠો શી રીતે જાણી શકાય ? નદી શા શા કામમાં આવે ? ખુણા કેટલા છે અને તે કયા કયા ? કઇ કઇ દિશાઓની વચ્ચે ખુણા હોય નહિ ?

**પાઠ ૪૦ મો.**

વાળુ=રાતનું જમવાનું

ગમ્યું=ગોઠ્યું

ચોરો=સરકારી ઉતારાનું મકાન

મુખી=ગામનો ઉપરી; ગામનો બંદોબસ્ત રાખનાર પટેલ

ગંધ=ખરાબ વાસ

બંદોબસ્ત=ગોઠવણ

હવાલદાર=પટેલના તાબાનોના સિપાઇ

મામલતદાર=તાલુકાનો ઉપરી અમલદાર; પટેલ તલાટીનો ઉપરી

ભરણું=પટેલ તલાટીએ ખેડુત પાસેથી સરકારી માગતા રૂપીઆ લઇ

એકઠા કર્યા હોય તે
તલાટી=ગામની વસુલાત ઉઘરાવનાર
રાવણીઓ=વરતણીઓ
તાલુકો=ઘણાં ગામ
મળીને થએલો તે
તાલુકે=મુખ્ય કચેરીએ
હુંડી=રૂપીઆ મળવાનો કાગળ; મનીઓર્ડર
માસ્તર સાહેબ=પોસ્ટ માસ્તર
ટપાલી=કાગળ વહેંનાર
ગેરહાજર=હાજર નહિ તે
માંદો=બિમાર
ડાકતર=અંગ્રેજી દવા જાણનાર

**સવાલ**—ચોરો એટલે શું ? મુખી, તલાટી, પોસ્ટ માસ્તર એ દરેકનાં કામ સમજાવો.

**પાઠ ૪૧ મો.**

સોનેરી=સોનાના રંગ જેવો; પીળો
અંગારા=સળગતા કોયલા
ચળકતો=ઝળકતો
દાતણપાણી=દાંત સાફ કરવા તથા મોઢું ધોવું તે.
ધંધો=રોજગાર, વેપાર
ખેડુત=ખેતીનું કામ કરનાર
હળ=જમીન ખેડવાનું ઓજાર
ઝાડીને=ઝપટીને
ખોરાક=ખાવાની ચીજો
તાજી=નરતની
લહેર=સપાટા
જન=માણસ
નમતો=આથમતો
ઘોંઘાટ=અવાજ

**સવાલ**—સુરજ ઊગતા પહેલાં પૂર્વ દિશામાં વાદળ અને વાદળાંની કોરો કેવી જણાય છે ? અજવાળું શેમાંથી આવે છે ? સવાર થઇ શાથી જણાય ? સવારમાં માણસ, પશુ, પક્ષી શું શું કરે છે ? છોકરાઓએ પાઠ ક્યારે કરવો જોઇએ ? સાંજ પડી ક્યારે કહેવાય ? સુરજ ઊગતાં પહેલાં અને આથમ્યા પછી થોડું અજવાળું રહે છે તેને શું કહે છે ? (જ. ઝળઝળીઉં) સાંજના દેખાવની વાત કહો.

**પાઠ ૪૨ મો.**

વાતો=ફુંકાતો
જોરથી=ઝડપથી
ઠરી જાય છે=ઠંડી પડી જાય છે
ટિકિટ=આગગાડીમાં બેસવાની ચિઠ્ઠી
ગુંઅળાઇ=મુંજાઇ
ઝપાટો=સપાટો
તોફાન=પવનનું બહુ જોરથી વાવું તે
ઉથલી=ગબડી; ફેરવાઇ

| | | |
|---|---|---|
| મૂળમાંથી=જડમાંથી | ઘસડી=ખેંચી | અકળામણ=ગભરામણ |
| ભરવાડ=ઘેટાં બકરાં ચરાવનાર | ધાન્ય=અનાજ | વાદળાં=વરાળનો જથો |
| | વહાણો=મોટી હોડીઓ | |

**સવાલ**—હવા ક્યાં ક્યાં હોય છે? બધેજ હવા છે એ સાબિત કરી બતાવો. હવાની જરૂર કોને કોને છે? હવા ન હોય તો શું થાય? પવન એટલે શું? હવા ને પવનમાં શો ફેર છે? પવનનું તોફાન ક્યારે થાય? પવનથી થતા ફાયદા ગેરફાયદા ગણાવો.

**સાર**—આપણે હવા વગર જીવી શકીએ નહિ, માટે દયાળુ પરમેશ્વરે તે બધે ઠેકાણે ભરી રાખી છે.

**પાઠ ૪૩ મો.**

| | | |
|---|---|---|
| કકડા=ટુકડા | નિર્દય=દયા વગરનો | તળીઉં=નીચેનો ભાગ |
| દુઃખ=વીટંબણા | કઠણ=સખત | જંતુ=ઝીણાં જીવડાં |
| ચુરો=ભુકો | ગાંગડો=ગઠ્ઠો | વેહ=છિદ્ર; કાણાં |
| કણ=રજકણ | ઝાંખો=ચળકાટ વગરનો | થર=પડ |
| છુટા=જુદા | ફેલ=ફેલ | ચાંચવો=જમીનખોદવાનું ઓજાર; તીકમ |
| અક્ષરો=હરફો; દસ્કતો | કહેણી=કહેતી; કહેવત | |
| પીગળતો=રસ થતો | જન્મ=પેદાસ | |
| | દરીઓ=સાગર; સમુદ્ર | હકીકત=વાત |

**સવાલ**—ચાકનો કેમ સહેલાઇથી ભુકો થઇ શકે છે? ચાક પોચો છે તેથી શા શા ઉપયોગમાં આવે છે? ચાકને ભઠ્ઠીમાં નાખે તો શું બને છે? ચુનો શું કામમાં આવે? ચાક પાણીમાં ઓગળે કે નહિ? પાણીમાં ઓગળે એવા પદાર્થના નામ દો. જે પદાર્થ પાણીમાં ઓગળી જાય તે કેવા પદાર્થ કહેવાય? જ. દ્રાવ્ય. ન ઓગળે તે કેવા કહેવાય જ, અદ્રાવ્ય. ચાકમાં કયો ગુણ છે કે જેથી તે પાણી ચુસે છે? જ. છિદ્રાળુ. બીજા કયા કયા પદાર્થો પાણી ચુસે છે?

છિદ્રાળુ પદાર્થનાં નામ દો. ચાક દેવતામાં પીગળી જાય છે કે નહિ? દેવતામાં ન પીગળે એવા પદાર્થનાં નામ દો. ઓગળવું અને પીગળવું એમાં ફેર શું? ચાકને ભોયપર પછાડીએ તો શું થાય? ચાકમાં કયો ગુણ છે કે જેથી તેને પછાડવાથી ભાંગી જાય છે? જ. બરડ. બરડ ગુણવાળી ચીજોનાં નામ દો. ચાક શી રીતે બને છે? જે પદાર્થો જમીનમાંથી નીકળે તે કેવા પદાર્થ કહેવાય? જ. ખનીજ. ખનીજ પદાર્થનાં નામ દો. ચાકનો ઉપયોગ કહો.

પાઠ ૪૪ મો.

ટીપે છે=ઘડે છે
પતરા=ધાતુને ટીપીને અથવા રસ કરીને લાંબા ચોડા બનાવે છે તે
ગાળીને=રસ કરીને
કાતર=કાપવાનું ઓજાર
ચંબુ=શિરોઇ
નાળચાં=નળી
કથરોટ=મોટી થાળી
બાઝેલા=વળગેલા
ખાટી=ખટાશવાળો
ઝેરી=ઝેરવાળો
સિક્કા=ચલણી નાણું
ટંકશાળ=સિક્કા પાડવાની જગા

**સવાલ**—તાંબા પિત્તળનાં વાસણ બનાવનાર તથા વેચનારને શું કહે છે? સુથાર, લુહાર, કુંભાર, શેના ઘાટ બનાવે છે? તાંબું ક્યાંથી નીકળે? એ કેવો પદાર્થ કહેવાય? તાંબાના ગુણ કહો. તાંબાનાં કયાં કયાં વાસણો બને છે? તમારા ઘરમાં તાંબાના જે જે વાસણ હોય તે ગણાવો. તાંબાના કાટને શું કહે છે? તેનો રંગ કેવો હોય છે? તે ખાવામાં આવે તો શું થાય? તાંબા પર કાટ શી શી રીતે ચઢે છે? તાંબાના વાસણ પર કાટ ન ચઢે માટે શું કરે છે? કલાઇનો રંગ કેવો હોય છે? તાંબાના કયા સિક્કા બને છે? ટંકશાળ એટલે શું? તાંબાનો ઉપયોગ કઇ કઇ ધાતુ બનાવવામાં થાય છે?

પાઠ ૪૫ મો.

ખાણ=જમીનમાંથી ધાતુ વગેરે કાઢવા માટે ખોદેલો ખાડો
ઇનામ=ખુશ થઇ આપવું તે; ભેટ

| | | |
|---|---|---|
| મેળવણી=ભેગ | તાસકો=ઢાંકણાં | કલાઇ=ઝાંખા સફેદ રંગની ધાતુ |
| ઓગળીને=રસ થઇને | પવાલી=ત્રાંબુ પીપ | માંજેલાં=ઘસીને સાફ કરેલાં |
| મજાગરાં=મડવાં; જેના વડે બારણું ઉઘડે દેવાય તે | શિરોઇ=સાંકડા મોઢાનું વાસણ; ચખુ | સરતું=સોંઘું |
| | કાટ=કીટ | |

**સવાલ**—ધાતુમાં કયા કયા ગુણ હોય છે? ધાતુઓ ક્યાંથી નીકળે છે? ધાતુ એ કેવો પદાર્થ કહેવાય? પિત્તળ શી રીતે બનાવે? પિત્તળનો રંગ કેવો હોય છે? જસતનો રંગ કેવો હોય છે? તાંબું ને પિત્તળ એમાં કઠણ કોણ? શા માટે પિત્તળ વધારે કઠણ? પિત્તળનું શું શું બને છે? તમારા ઘરમાં પિત્તળનાં વાસણ હોય તેનાં નામ દો. પિત્તળ ઉપર કાટ ચઢે છે કે નહિ? પિત્તળના વાસણને કલાઇ કરાવવાનું કારણ શું? તાંબું અને પિત્તળ એમાં જલદી કોણ કટાય? ઝાંખું કયું વહેલું પડે? તાંબા અને પિત્તળનો શેરનો ભાવ શું હશે?

| પાઠ ૪૬ મો. | ઝીંઝવો=એકજાતનું ઘાસ | વસ્તુનો કસ |
|---|---|---|
| ઘાસનું બજાર=ઘાસની પીઠ | ચરાઉ=ચરનારા | દરો=એક જાતનું ઘાસ; ધરો |
| ચરો=પોપડા; ઘાસની ઊગવાની જગા; બીડ | ગંજી=ઘાસના ઢગલા | જડ=મૂળ |
| | ગડી=ગાંઠ | |
| | સુગંધ=સારી વાસ | ફરી ફરીને=વારે વારે |
| કુમળું=નરમ | મોથ=સુગંધીદાર ઘાસ | ઉપલાણે=ઉપરના ભાગમાં |
| છાવામાં=ઢાંકવામાં | ખુજલી=ખજવાળથી ફોલ્લા થાય તે | વાટ=રસ્તો |
| વણીને=વળ દઇને | | ચમરી=છોડ ઉપરની પાંખડી |
| મુળીઆં=મૂળ | ફુલેલ=માથામાં ઘાલવાનું તલ | |
| ધાર=અણી | | સુંવાળી=લીસી |
| દાભ=દરભ | અત્તર=સુગંધીદાર | વાસ=સોડમ |

| | | |
|---|---|---|
| સુપડા=ઝાટકવાને વાંસની ચીપ કે ઘાસનું બનાવેલું ઓજાર | સાદડી=ચટાઇ<br>પડા=ઝુંડા<br>કુટીને=ખુંદીને | મૂંજ=સરકટની પાંદડીને પલાળી કુટેલી તે.<br>ખાટલા=ઢોળીઆ |

**સવાલ**—જે ખેતરમાં દાભ ઊગે તે ખેતર શા કારણથી નકામું થઇ જાય છે? દાભના મુળીઆં કેવાં હોય? એની પાંદડીની કોર કેવી હોય છે? કુમળું દાભ શું કામમાં આવે છે? પાકટ થયા પછી શું કામમાં આવે છે? દાભ શું કામમાં આવે છે? ઝીંઝવો શું કામમાં આવે છે ને કયાં ઊગે છે? એના મુળીઆપર શું થાય છે? એ ગડીને શું કહે છે? મોથ શા શા કામમાં આવે છે? ઝીણી ઝીણી સોય જેવી પાંદડીવાળું જાળ જેવું કયું ઘાસ થાય છે? દરો કાઢી નાખવા છતાં ફરીથી કેમ ઊગી નીકળે છે? સરકટ કયાં થાય? સરકટ જનાવરના ખાધામાં આવે છે કે નહિ? નહિ આવવાનું કારણ શું? સરકટની સળીઓ સુકાયા પછી શા શા કામમાં આવે છે? એની પાંદડીને કુટીને પલાળે છે તેને શું કહે છે? મુંજ શા કામમાં આવે છે? કયા કયા ઘાસ ખાટલા ભરવાના કામમાં આવે છે?

| | | |
|---|---|---|
| **પાઠ ૬૭ મો.**<br>વાવવા=રોપવા<br>સાંઠા=સાટા<br>પરાળ=ભાતનું ઘાસ<br>ગાંઠ=ઘડી [વગરની<br>સળંગ=આખી; સાંધા<br>પેર=પેરીઉં<br>ગુચ્છો=ગુચળું; જથો<br>નજર કરો=ધ્યાન આપો<br>બી=બીઆં | ખાતર=ઘાસ છાણ વગેરે કોહી ગએલો કચરો<br>પૂરીને=નાખીને<br>ભીલ=વગડામાં રહેનાર જાત<br>નાગલી=બાવટો<br>સામા=એક જાતના ઘાસનું બી<br>ચેક=બીડા કે કુંબળાનાં | મૂળની ગાંઠો<br>ઢેબરા=મીઠું મરચું નાખી જુવાર બાજરીના કરેલા રોટલા<br>ખસખી=એક જાતનું ઘાસ<br>કડબ=જુવારનો સુકો સાંઠો<br>રાતડીઓ=રાતી જુવાર<br>બીડ=ઘાસ ઊગવાની જમીન; ચરો |

**સવાલ**—બાજરી, જુવાર અને ડાંગરના છોડનો ઘાસની સાથે મુકાબલો કરો. આપણે અનાજ ખાઇએ છીએ તે શું છે? ઘાસનું બી નાનું અને અનાજનું મોટું હોવાનું કારણ શું? મહીકાંઠો ક્યાં આવ્યો? મહીકાંઠાના બીજા લોકો ક્યું ક્યું અનાજ ખાય છે?

| પાઠ ૪૮ મો. | | કવિતાના અર્થ. |
|---|---|---|
| સખત=મજબૂત | આળસુ=સુસ્ત | |
| એક સામટું=સાથે લાગુ | સેડ=હળમાંની વચમાંનો લાંબો સોટો | તાત=બાપ |
| ભાણ=સુરજ | ચાસ=ખેતરમાં હળે કરી પાડેલા આડા ઉભા લિસોટા | નીપજાવે=પકવે |
| દાણો=જુવાર અડદ વગેરે | | અન્ન=અનાજ |
| કોઢ=ઢોર બાંધવાની જગા | | પરે=પેઠે |
| નીરું છું=નાંખું છું | | સહે=ખમે; વેઠે |
| છાશ=દહીંમાં પાણીનાખી વલોવી બનાવ છે તે | હળપુણી=હળમાં લોઢાની કોશ હોય તે | લટું=જબરો |
| કૈવત=જોર | ધુસરી=બળદની ખાંધે રહે છે તે લાકડું | ઉત્તમ=સારો |
| ચવડું=હળના નીચેનાં ભાગમાં કોશની સાથે અણીવાળું લાકડું હોય છે તે | છેડો=હળને છેડે પકડવાને ખીલી જેવું હોય છે તે; હલેડી | પર=પારકો |
| | | ઉપકારી=આભારી |
| | | દીએ=આપે |
| | | શીખ=શિખામણ |
| | | ખંત=કાળજી |

જગતનો તાત ગણાય એટલે જેવી રીતે બાપ છોકરાનું પોષણ કરે છે તેવીજ રીતે ખેડુત ધાન્ય ઉપજાવી આખા જગતનું પોષણ કરે છે માટે. ખેતીને ઉત્તમ કહેવાનું કારણ એ કે એ ધંધો સ્વતંત્ર છે, અનાજ જેવી જીવવાને જરૂરની ઘણી કામની વસ્તુ તે નીપજાવે છે માટે.

**હળની હકીકત**—હળના મુખ્ય બે ભાગ છે, હળના પાછલા ભાગને તુંગું અને આગલા ભાગને સેડ કહે છે. સેડની લંબાઇ ૧૦ ફુટ અને તુંગાની લંબાઇ ૪ ફુટ હોય છે. તુંગું વચમાંથી જાડું નીચેથી અણીદાર અને ઉપરથી પાતળું હોય છે. જાડા ભાગમાં સેડનો છેડો ઘાલે છે. તુંગામાં હળપુણી, ચવડું અને કસવાળો હોય છે, હળપુણી લોઢાની

હોય છે, ને તે નીચેને છેડે ચવડાની ઉપર રહે છે. ચવડું પણ અણી-દાર ને ત્રણ પાસાવાળું હોય છે. સેડને બીજે છેડે ખીલો હોય છે તેને સગન (સંબંધીઓ) કહે છે, તેને ધુસરૂં બાંધે છે. ધુસરૂં બળદની ખાંધ પર મૂકે છે; ધુસરૂં બળદની ખાંધેથી ખસી ન જાય માટે ધુસરાને બંને છેડે લાકડાની સમાલ હોય છે તે બળદની ડોકે જોતરથી બાંધે છે. હળપુણી જલદી ઘસાઇ કે ભાંગી ન જાય માટે લોઢાની કરે છે. તુંગાના ઉપરના ભાગમાં મુઠ્ઠીમાં આવે એવો લાકડાનો ગોળ કકડો બેસાડેલો હોય તેને છડો કહે છે. હળ હાંકતી વખત ખેડુત છડા પર ભાર દે છે તેથી હળપુણી ભોંયમાં ઉતરે છે, એથી જમીન ખોદાઇને પોચી થાય છે ને ચાસ પડે છે.

**સવાલ**—હળનું ડ્રોઈંગ પાડી તેના દરેક ભાગપર નામ લખો. હળના દરેક ભાગનો ઉપયોગ સમજાવો.

| | | |
|---|---|---|
| **પાઠ ૪૯ મો.** | ધરૂ=કુમળા છોડ | છોડાં=ફોતરાં |
| પાળ=કોરણ | ઝીલવો=ખમવો | |
| લીલાંછમ=ઘણાંજ લીલા | ભરડીને=મચરડીને | |

**સવાલ**—ડાંગર શી રીતે વાવે છે? ધરૂ એટલે શું? ડાંગર ક્યારડામાં શા માટે રોપે? ડાંગરના છોડ પાકે ત્યારે કેવા રંગના થાય છે? ડાંગર પાકયા પછી શું શું કરે ત્યારે ચોખા થાય?

| | | |
|---|---|---|
| **પાઠ ૫૦ મો.** | વેંત=બિલ્લસ | ડુક્કર=ભુંડ |
| કોલુ=શેરડીના રસ કાઢવાના સાંચો | આંખ=કળી | શિયાળવાં=શિયાળ |
| પડછા=પાંતરાં; ચમરી | પીત=પાણીથી થતું જે કરસણ શાક વગેરે | સંભાળ=તપાસ |
| રસ=કસ | | પાકટ=પાકી |
| સંબંધી=વિષે; બાબત | તરકારી=શાક | તાવડો=મોટા પેણો |
| મેર=ગંદેરી | માસ=મહીના | છારી=પડ |

